# દશનામ
ⓔ સરક્યુલર

વર્ષ : ૦૩
●
અંક : ૩૬
વિશેષાંક : ૦૭
●
જુલાઈ ૨૦૨૫
●

તંત્રી
**લલિતપુરી રામપુરી ગોસ્વામી**
M.: +91 989 855 0833
●
E-mail
dashnamcircular@gmail.com
●
Website
www.dashnamcircular.me
●

પ્રકાશન અને સંકલન
**લલિતપુરી આર. ગોસ્વામી**
જામજોધપુર / સુરત.
●
ડિઝાઈન
**જી.પબ્લીકેશન્સ**
સુરત.
●
પ્રાપ્તિ સ્થાન

 **વોટ્સએપ** ગ્રુપ JOIN

 **ટેલિગ્રામ** ચેનલ JOIN

 **ગુગલ** ડ્રાઈવ CLICK

 INTERNET Archive ગુજરાતી **ઓડિયો** સાથે. CLICK

તંત્રીલેખ...

# સાચો ન્યાય

## સત્ય અને નૈતિકતા મજબૂત કરે છે.

એક ન્યાયાધીશની કોર્ટમાં ચોરીનો કેસ આવ્યો. એક વેપારીને ત્યાંથી એક હજાર રૂપિયા ચોરતાં એ ચોર રંગેહાથ પકડાયો હતો. ચોરે આરોપનો સ્વીકાર કર્યો કે, આર્થિક ભીંસથી કંટાળીને મેં ચોરી કરી હતી. તેને છ મહિનાની સજા થઈ.

ન્યાયાધીશે ચોરની સાથે પેલા વેપારીને પણ છ મહિનાની સજા ફટકારી. વેપારીએ આજીજી કરતાં ન્યાયાધીશે તેને કહ્યું કે તને તો વધુ સજા થવી જોઈએ.

વેપારીએ રાજાને ફરિયાદ કરી. રાજાએ ન્યાયાધીશને ખુલાસો પૂછયો. ન્યાયાધીશે કહ્યું કે ચોરે તો માત્ર એક હજાર રૂપિયાની ચોરી કરી હતી પણ વેપારીએ તો કંઈક ગ્રાહકોને લૂંટીને તિજોરી ભરી હશે.

એ સાંભળી રાજાનેય થયું કે આ રીતે જોઈએ તો હું પણ મોટો ચોર છું. પ્રજાને લૂંટીને મેં પણ ખજાનો ભર્યો છે. રાજાને પસ્તાવો થયો. આથી આખરે તેણે ગરીબો માટે પોતાના ખજાનાને ખોલી નાખ્યો.

**અર્થ એ છે કે, ન્યાયની વાત સાચી હોય તો સાચા અર્થમાં સમાજમાં સુધારો થાય છે, સત્ય અને નૈતિકતાનો પક્ષ મજબુત થાય છે.**

**ૐ નમો નારાયણ...**

- લલિતપુરી આર. ગોસ્વામી

# દશનામ

⊖ સરક્યુલર

## ... અનુક્રમણિકા ...



# દશનામ સરક્યુલર ઈ-મેગેઝિન

## લક્ષ્ય

અમારું લક્ષ્ય **'દશનામ સરક્યુલર'** ઈ-મેગેઝિન દ્વારા દશનામ ગોસ્વામી સમાજને એક મંચ પર લાવવાનું છે.

અમે સમાજના સભ્યોને માહિતી, જ્ઞાન અને પ્રેરણા પૂરી પાડવા કટિબદ્ધ છીએ. આ મેગેઝિન દ્વારા, અમે સમાચારો, લેખો, વ્યક્તિવિશેષ ઇન્ટરવ્યુ અને પ્રેરણાદાયી વાર્તાઓ રજૂ કરીને આપણા સમૃદ્ધ સાંસ્કૃતિક વારસાનું જતન કરવા અને નવી પેઢીને આપણા મૂલ્યો અને પરંપરાઓથી વાકેફ કરવા માંગીએ છીએ.

યુવાનોને તેમના ભવિષ્ય માટે માર્ગદર્શન અને પ્રોત્સાહન પૂરું પાડવું, સામાજિક એકતાને મજબૂત કરવી અને સામૂહિક પ્રગતિને વેગ આપવો એ જ અમારું મુખ્ય ધ્યેય છે.

**અમે સમાજને વધુ સશક્ત અને સુસંગઠિત બનાવવા માટે સતત પ્રયત્નશીલ છીએ.**

**તંત્રીશ્રી**

VISIT US :

 www.dashnamcircular.me 

**કૃષ્ણાયણ**



# હનુમાનજી અને શ્રી કૃષ્ણનો સંવાદ...!!!



- રમેશપુરી યુ. ગોસ્વામી 'સારથિ'
લાકડિયા, ભચાઉ (કચ્છ)

**અધ્યાય: ૪ (૧)**

ભગવાન શ્રીકૃષ્ણ અને ભગવાન શ્રી બજરંગી વચ્ચે કોઈ સંવાદ થયો નથી. પણ...

હનુમાનજી એક એવા જાગતા દેવ છે, જે ભગવાન શિવનાં ૧૧માં રુદ્ર અવતાર છે. રામાયણમાં ભગવાન શ્રી રામ સાથે દાસ થઈને રહ્યા અને મહાભારત કાળમાં પણ દેખાયા. અર્જુનનાં રથ પર બિરાજમાન થયા. રામ, કૃષ્ણ, એમ બંને અવતારો સમય આવ્યે દેહ ત્યાગ કરીને સ્વર્ગે સિધાવ્યા. પણ હજુ લંગ હનુમંત કાયમ બેઠો કાગડા... બજરંગ બલીએ દેહ ત્યાગ કર્યો નથી. આપણી વચ્ચે સદેહે હાજર છે. કદાચ હિમાલયની બર્ફીલી ગુફાઓમાં,

કે કદાચ ગંગા નદીનાં કોઈ ઘાટ પર, અથવા તો જૂનાગઢમાં નાગા સાધુઓ વચ્ચે, કે સમુદ્રમાં સૂક્ષ્મ રૂપ ધરીને અથવા તો આપણી કલ્પના પણ કામ કરતી બંધ થઈ જાય એવા કોઈ અગમ્ય સ્થળે શ્વસે છે, વસે છે. ભારતમાં સૌથી વધુ મંદિરો હનુમાનજી મહારાજનાં છે. અંજનિ પુત્ર જ્યારે લક્ષ્મણ જતિને મૂર્છામાંથી ઉભા કરવા સંજિવની બૂટી સાથે પહાડ લઈને જઈ રહ્યા હતા ત્યારે ભરતજી એમને જોઈ જાય છે. દૈત્ય સમજીને બાણ મારે છે. ત્યારથી લંગડા, હનુ કહેવાયા. જન્મકથા સૌ જાણે છે. મહાભારત કાળમાં હનુમાનજીનું આગમન તો થયું, પણ...

'સારથિ'નું ચંચળ મન કલ્પે છે કે હનુમાનજી - કૃષ્ણનો સંવાદ મહાભારતના રચિયતાએ કેમ ન લખ્યો? નિયતિએ શા માટે શાબ્દિક ગોઠડી ન ગોઠવી? કુરુક્ષેત્રમાં અર્જુનનાં રથ પર બિરાજમાન થયા વિરાટતાને સૂક્ષ્મ કરીને. ત્યારે અન્ય કોઈને નહીં તો કૃષ્ણને તો ખબર હતી જ, કે હનુમંત આવી ગયા. હનુમાન અને કૃષ્ણનો નાતો આજકાલનો નહોતો. એ તો ભવોભવનાં સાથી હતા. કૃષ્ણ પોતે રામા અવતારમાં હનુમાનજી સાથે દિર્ઘકાળ વિતાવી ચૂક્યા હતા. યુગોનાં વિયોગ બાદ મહાભારત કાળમાં બંનેનો ભેટો થાય છે ત્યારે સંવાદ વગર અધૂરપ લાગે છે.

રામાયણ કાળમાં રામ વગર હનુમાન અધૂરા હતા, હનુમાન વગર રામ અધૂરા હતા. એક નોંધ એ પણ લેવાની રહી ગઈ છે કે અર્જુનનાં રથ પર શેષનાગ પણ બિરાજમાન હતા. અર્થાત લક્ષ્મણજી. રામાવતારમાં પ્રભુ શ્રી રામની સૌથી નજીક લક્ષ્મણ અને હનુમાનજી હતા. કૃષ્ણાવતારમાં પણ ફરી ત્રિપુટી ભેગી થઈ ગઈ. લક્ષ્મણ જતિ તો મહાક્રોધી. રામ અર્થાત ક્રુષ્ણનાં એક ઇશારા માત્રથી કુરુક્ષેત્રને ખેદાનમેદાન કરી નાખે. તો બજરંગી પણ ઘડીનાં છઠ્ઠા ભાગમાં આખા કુરુક્ષેત્ર મેદાનનો જ ઉલાળિયો કરી નાખે. લક્ષ્મણજી સાથે નહીં તો હનુમાનજી સાથે પણ સંવાદ થયો હોત તો?

આટલા લાંબા અંતરાલ બાદ નિયતિ બંનેનો ભેટો કરાવે છે ત્યારે સંવાદ વગર મુલાકાત મુલાકાત લાગતી જ નથી. જાણે કે કૃષ્ણ હનુમાનજીની નોંધ જ નથી લેતા અને હનુમાનજી પણ કૃષ્ણની નોંધ નથી લેતા. બંને જાણે કે પોત પોતાનાં કર્તવ્યમાં વ્યસ્ત છે. રચિયતાએ બંનેનો સંવાદ મૂક્યો હોત તો મહાભારત ગ્રંથમાં શ્રીમદ ભગવદ્ ગીતા બાદ સૌથી વધુ ચર્ચા કૃષ્ણ - હનુમાનજીનાં સંવાદની થઈ હોત. હજી સુધી કોઇએ આ વિશે લખ્યું નથી, નોંધ્યું પણ નથી આ એક ઔર દુઃખ. કદાચ નિયતિ સંવાદ કરાવવા એટલા માટે નહોતી માંગતી, કે બાત નિકલેગી તો બહોત દૂર તલક જાયેગી...!!

ભક્ત મન , ધર્મ કલમ ઝંખે છે કે...સંવાદ થયો હોત તો...?

આવો, ગોઠડી ગોઠવીએ...!

કુરુક્ષેત્રનાં રણમેદાનમાં અર્જુનનાં રથ પર હનુમાનજી સૂક્ષ્મ રૂપ ધરીને બિરાજમાન થઈ ગયા છે. ચિર પરિચિત સંચાર થયો ત્યાં કૃષ્ણનાં મુખારવિંદ પર પહોળું સ્મિત પ્રગટ્યું. મનમાં બોલી પડ્યા.:

આવી ગયા હનુમંત...!

મનાંગણમાં ઉર્મિઓ ઉછાળા મારવા



લાગી. યુગનો વિયોગ આજે ભાંગ્યો તોય રણમેદાનમાં..?! સુદામાનાં સ્વાગત માટે ઉઘાડા પગે દોડી શકાયું હતું. જ્યારે આ તો ગયા ભવનાં 'તુમ મમ પ્રિય ભરત સમ ભાઈ...!'

ગળગળતી દોટ મુકવાની લાલચ કેમ કરીને રોકવી?

જેણે છાતી ચીરીને હ્રદયમાં છબી બતાવી હતી.

કેટકેટલી યાદો તાજી હતી. અયોધ્યા છોડ્યા બાદ હનુમાનજી મળ્યા ત્યારથી જીવનમાં એક નવો અધ્યાય શરૂ થયો હતો. નિશ્ચિંત થઈ જવાયું હતું. કોઈ પણ કાર્ય હોય, હનુમાન હાજર જ હોય. સીતા શોધ હોય કે લક્ષ્મણજી મૂર્છિત થયા હોય, બજરંગી બાહોં ચડાવીને ઉભા હોય. સીતાજી સેંથામાં સિંદૂર પૂરતાં આ જાણી ખુદને સિંદૂરથી રંગી દીધા:

હવે તો હું માં જાનકીથી વધુ વ્હાલો લાગું છું ને...??

આવું તો દાસત્વ...

અસંખ્ય યાદો કૃષ્ણનાં મનમાં રંગોળીની જેમ ચિતરાઈ ગઈ. અન્ય કોઈ સ્થળ કે માહોલ હોત તો કેવું સારું..?! નિયતિકર્તા આજે પહેલી વાર અફસોસ કરતો હતો..!

...તો દોડીને ગળે વળગી પડત અને અશ્રુ વહી નીકળ્યાં હોત. હજારો વર્ષોનાં વિયોગની વાતું કરી હોત..

પણ...

આ સમય જુદો હતો.

બીજી બાજુ, હનુમાનજી પણ મનોમન પ્રભુ શ્રી રામને એટલે કે શ્રી કૃષ્ણને દંડવત પ્રણામ કરે છે. મનમાં થયું કે કૂદકો મારીને પ્રભુનાં ચરણોમાં સાષ્ટાંગ દંડવત કરી લઉં. ખબર અંતર પૂછી લઉં. કૃષ્ણ. નામ બદલાયું હતું, બાકી તો એજ હતા ને, રામ..!

બંનેની નજર મળી. ભવોભવનાં સંભારણા એક ક્ષણમાં આવીને થંભી ગયાં. બંને, કૃષ્ણ, હનુમાન...નાં મન રડી પડ્યાં છે.

હનુમાનજી ગળગળા અવાજે બોલ્યા:

'જય શ્રી રામ પ્રભુ...'

કૃષ્ણ મલક્યા.:

'જય શ્રી રામ હનુમંત. રામથી કૃષ્ણ સુધીની સફર... રામત્વ અનન્ય હતું. તો કૃષ્ણત્વ પણ ક્યાં અનન્ય નહોતું..? જય શ્રી રામથી જય શ્રી કૃષ્ણ સુધી. યુગ પરિવર્તન થયો હતો. પરિવેશ, શસ્ત્ર, શાસ્ત્ર, નામ... બદલાયું હતું. પણ એક સામ્ય હતું.- પીડા. હાં. ત્યારે પણ, આજે પણ...'

હનુમાનજી મનોમન દંડવત પ્રણામ કરે છે.

કૃષ્ણએ ધ્વજા પર બિરાજમાન શિવનાં અગિયારમા રુદ્ર અવતાર સામું જોયું. કેવી અફાટ તાકાત. જન્મતાં વેંત સુર્યને ગળી જવાની તાકાત. છતાં, કેવું સૌમ્ય વર્તન. કેવું દાસત્વ.

'હનુમંત... કેમ છો?'

અંજનિપુત્રનાં ગળે ડૂમો બાઝી ગયો. જેમનાં દર્શનથી સવાર પડતી હતી, જેમનાં દર્શન કરીને રાત ઉગતી હતી... એ આજે, યુગ બાદ ખબર પૂછતા હતા.

ગળું ખંખેરીને હનુમાનજી જવાબ આપે છે.:-

'ભગવંત. હું તો એવો જ છું. દાસ. ભક્ત. ગઈ કાલે, આજે, અને આવતી કાલે પણ આવો જ રહીશ.  પણ તમે બદલાઈ ગયા છો. નામ, યુગ, રૂપ - સ્વરૂપ બદલી લીધું એટલે દાસને ભૂલી જવાનો?'

બોલતાં બોલતાં ગળું રૂંધાઇ ગયું એટલે હનુમાનજી ચૂપ થઈ ગયા.

કૃષ્ણની પણ એજ મનોસ્થિતિ હતી. રામાવતારમાં કેટલાં દુઃખ વેઠ્યાં હતાં..? પણ ત્યારે એક ભાઈ સમ ભક્ત સાથે હતો. કૃષ્ણ અવતારમાં આવું કોઈ હતું નહીં. ઉંમરનાં પોણા ભાગનાં પડાવ પર આવી પહોંચ્યા હતા કેટલાંય સ્વજનોને પોતાનાં જ હાથે હણીને. અને આગળ પણ આમ જ કરવાનું હતું. ગોકુળ છોડ્યા બાદ પગ વાળીને જંપવાની પણ વેળા ક્યાં મળી હતી? સ્વાર્થનાં ખેલમાં જાણે - અજાણે તણાઇ જવું પડ્યું હતું.

કૃષ્ણ મક્કમ હોવનો ડોળ કરે છે.:-

'ગયા અવતાર કરતાં આ અવતાર ઘણો નાનો છે. પણ પીડાદાયક છે હનુમંત. માનવ સ્વરૂપે ધરતી પર આવવાનાં કેટલાય ખટકા ગણાવી શકું. કેટલુંય દુઃખ એક સાથે ત્રાટકે છે. તમે તો એકલા જીવ. પોતાનાંઓ જ્યારે ખેલ ખેલે છે ત્યારે અદમ્ય પીડા પ્રગટે છે. અને....'

કૃષ્ણ ખુલ્યા, પહેલી વખત.

હનુમંત ધીરેથી બોલ્યા.:

'પ્રભુ,મારા માટે તો તમારાથી પહેલાં અને તમારા પછી કોઈ સ્વજન ક્યાં ક્યારેય હતું જ. માં અંજનિ બાદ રઘુકુળ જ મારો પરિવાર. માં જાનકી. ભૈયા લક્ષ્મણ... પણ સમયની સાથે બધાનો સાથ છૂટતો ગયો. રહી ગયો હું એકલો. એકલતા ક્યારેક અભિશ્રાપ લાગે છે પ્રભુ. મોક્ષ પ્રાપ્ત ઉતમ અવસ્થા છે. અજરા અમરનું વરદાન ક્યારેક શ્રાપ જેવું લાગે છે. તમે તો થોડાં વર્ષો બાદ આ અવતાર પણ પૂર્ણ કરીને ફરી વૈકુંઠ ધામમાં સિધાવશો. પણ હું....' ક્ષણિક

અટકીને એમણે આગળ કહ્યું:- '...પણ હું અહીં જ રહીશ. યુગો યુગો સુધી. અનંત કાળ સુધી. આ જ નિયતિ છે બ્રહ્માંડની. અફસોસ નથી. પણ...પણ ક્યારેક યાદ આવી જાય છે માં અંજનિની, અયોધ્યા નગરી, લંકામાં જતાં હતાં એ, માં જાનકીને પહેલી વખત મળ્યો એ, ભરતજીનો એ બાણ પ્રહાર... યાદોનો એક યાદગ્રંથ હવે તો કંઠસ્થ થઇ ગયો છે. પણ...'

કૃષ્ણની નજર હનુમાનજીનાં મુખારવિંદ પર સ્થિર થઇ.:

'પણ શું હનુમંત...?'

હનુમાનજી થોડા ઉદાસ થઈ ગયા.:' પણ પ્રભુ, તમારા વગર નથી ફાવતું.' આટલું બોલીને બજરંગબલીથી હળવું ડૂસકું લેવાઈ ગયું.



કૃષ્ણ કંઈ ન બોલ્યા. જોઈ રહ્યા અપલક. અમિભરી દ્રષ્ટિથી. ક્યારેક રડી પડવું જોઇએ. આંશુઓની ધારા દ્વારા ડૂમો દર્દ બનીને વહી નીકળતો હોય છે. ક્યારેક રડી પડવું જોઇએ, અમસ્તું જ...!

હનુમાનજી આજે યુગો બાદ બાળક જેવા લાગતા હતા. એમણે વાતનું અનુસંધાન સાધ્યું.:

'...પણ પ્રભુ, તમે જ નહોતા ધરતી પર તો મારા હોવાનું પ્રયોજન શું? ઔચિત્ય શું? મને શ્રી રામના દાસત્વ સિવાય બીજું કંઈ નહોતું જોઈતું. આપનાં ગયા બાદ, પ્રભુ, આ પૃથ્વી પરનો કણ કણ રડ્યો હતો. અયોધ્યા નગરી, સરયુ નદી, ઝાડવાં, વનરાઈ સુનાં સુનાં લાગતાં હતાં. પંખીઓ ચહેકવાનું ભૂલી ગયાં હતાં. મનુષ્યો અર્ધ પાગલ બન્યાં હતાં. સ્ત્રીઓને વસ્ત્રોનું શાન-ભાન નહોતું રહ્યું. વાયરો ભેંકાર અવાજ કરતો હતો. દિવસ-રાત વચ્ચેનો ભેદ ભુલાઈ ગયો હતો. ચંદ્ર, સુર્ય, તારાઓ, આકાશ પાતાળ, બધું જ ગમગીન બની ગયું હતું. અશ્રુ પણ સુકાઈ ગયાં હતાં નગરજનોનાં, ભારતખંડનાં. આંખો બેબાકળી બની ગઈ હતી. સતત કંઇક શોધ્યા કરતી. શ્રી રામનાં પદ ચિન્હો. કાન સરવા રહેતા શ્રી રામનો મૃદુ અવાજ સાંભળવા અને હું...' ઉદાસ અવાજ થંભ્યો. ઊંડો શ્વાસ લીધો.:

' અને હું... અયોધ્યા નગરીમાં આપને શોધ્યા કરતો. બધું જાણતો હતો. પ્રભુ સ્વધામ ગયા છે. જાણતો જ હતો. પણ સ્વીકારી શકવા જેટલું સામર્થ્ય નહોતું. માં જાનકી બાદ સૌથી વધુ આપની નજીક હું હતો. પડ્યો બોલ ઝીલવા તલપાપડ રહેતો. પણ એ અવાજ હવે શાંત થઇ ગયો હતો. દિવસો, મહિનાઓ, વર્ષો... પેઢીઓ નીકળતી ગઇ લોકોની. સમય લાગ્યો. જગત સ્વીકારી શક્યું. પણ હું મનને કેમ મનાવું? મારે તો અહીં, આ જ જગતમાં રહેવાનું હતું. લોકોએ અયોધ્યામાં મને પણ બેસાડ્યો.

હનુમાનગઢીમાં. હું શ્રી રામનાં જાપમાં રમમાણ થઈને રહેતો. આશા હતી કે કૃષ્ણાવતારમાં ફરી એકવાર દાસત્વ મળશે. એ પણ ન આપ્યું પ્રભુ? એક મુલાકાત પણ ન આપી? બોલાવ્યો તોય યુદ્ધ ટાણે?'

ભગવાન શ્રી કૃષ્ણનાં ચહેરા પર, ભાવમાં જાણે કે રામત્વ આવી ગયું હતું. પરભવની હનુમંત પ્રીત સાંભરી આવી હતી. વિધાત્રીનાં લેખમાં દખલ કરી શકાઇ હોત, અથવા હનુમંતને નજીક રાખવાની પસંદગી મળી હોત તો ક્ષણ નોય વિલંબ કર્યા વગર હનુમાનજીને સાથે રાખ્યા હોત. પણ ના, એવું પણ સાવ ક્યાં હતું? કર્તા કૃષ્ણ જ હતા. એવું પણ નહોતું કે હનુમાનજી યાદ નહોતા આવ્યા. આવ્યા જ હતા. ભુલાયા જ ક્યાં હતા? પણ... એક વિરાટ વ્યક્તિત્વ, શક્તિત્વ પાસે મહાભારત કાળમાં શું અને કેવું કામ લેવું ? ભગવાન શિવનાં રુદ્ર અવતાર પાસે સેવકનું કામ કરાવવું? એક વાર થઇ ગયું. હવે નહીં. કદાચ કલકી અવતારમાં સાથ લેવો હતો. કૃષ્ણ મનોમંથનમાં પડ્યા છે.

અર્જુન આ બધાથી બેખબર પોતાનાં આયુધ સજાવી રહ્યો છે. ગાંડીવ તૈયાર કરી રહ્યો છે.

કૃષ્ણ આટલી સહજતાથી ખુલ્યા હતા એમાં ગયા ભવનાં સખાનો પ્રેમ જ હતો.

હનુમાનજી ઠપકા સહ બોલ્યા.:

આપનું વૈકુંઠધામ જવાનું થયું ત્યારે મને છેતર્યો. મને પાતાળ લોકમાં આપની મુદ્રિકા લેવા મોકલ્યો. મારી ગેરહાજરીમાં પ્રસ્થાન કર્યું, નહીં તો કોઈની ત્રેવડ નહોતી કે આપને મારાથી નોખા કરી શકે પ્રભો.' હનુમંતના અવાજમાં શક્તિત્વનો રણકો ભળ્યો: ' કોઈની માંએ સવા શેર સૂંઠ ખાધી નહોતી કે મારા રામને લઈ જાય. માં જાનકી માટે લંકાને ભડકે બાળી હતી, તો આપના માટે બધું જ સ્વાહા કરી નાખ્યું હોત.'

થોડીક ક્ષણો મૌનમાં પસાર થઈ ગઈ.

શ્રી કૃષ્ણ નિરખી રહ્યા રામ બનીને બજરંગીને.

'પ્રભુ, એક વાત કહું...?' નજર કુરુક્ષેત્રનાં મેદાનમાં ફરતી હતી. લાખો લોકો ખાંડા, તલવાર, બરછી, ભાલા, તીર... વિવિધ આયુધો ખખડાવી રહ્યાં હતાં.

શ્રી કૃષ્ણએ હકારમાં ગરદન હલાવી.

લાખો લોકોને જોતાં હનુમાનજી બોલ્યા.-

પ્રભુ, ફરી એકવાર...? લાખો લોકોનો કચ્ચરઘાણ નીકળી જશે. લંકાનાં રણમેદાનમાં તો રાવણ જેવા અંહકારી આત્માને ડામવાનો હતો. પાડવાનો હતો. ને એવું મૃત્યુ ખુદ લંકેશે માંગ્યું હતું. લાશોનાં ઢગલા જોયા છે મેં અને તમે પ્રભુ. રક્ત ટપકતું માનવ જીવન, રાડ, ચીસ, દર્દનાં એ ઉંહકારા... ચિત્કાર... રુધિરની નદીઓ જોઈ છે આપણે. લાશોનાં ખડકલાઓ. પ્રભુ, ત્યારે, લંકાનાં રણ મેદાનમાં આપની આંખોમાં અશ્રુ મેં જોયાં છે. શ્રી રામનાં ચહેરાની રેખાઓમાં જીતની ખુશીનો સંતોષ નહોતો. જીતોત્સવ પણ ક્યાં મનાવ્યો હતો આપણે? બ્રહ્માંડ આખામાં ખ્યાતનામ સોનાની નગરી જીત્યા બાદ જીતનો ડંકો વગડાવ્યો નહોતો. લંકા જીતીને પણ પાછી આપી દીધી હતી.

એક પળ માટે પણ આપ સોનાનાં સિંહાસન પર આરૂઢ થવાની વાત તો દૂર ,જોયું સુદ્ધાં નથી. જેને પોતાનાં રાજ્ય અયોધ્યાનું રાજ્ય નહોતું જોઈતું, એ અન્યનાં સિંહાસનની વાસના શું કરે? અખિલ બ્રહ્માંડનાં માલિક માટે આ બધું ગૌણ હતું. પણ ઈચ્છયું હોત તો મને, નલ, નીલ, જાંબુવંતને રાજગાદી આપી શક્યા હોત. તો લંકા અયોધ્યાનું ખંડિયું

રાજ્ય કહેવાત. પણ કંઈ જ લીધા વગર માં જાનકીને લઈને આપણે નીકળી ગયા હતા. યુદ્ધ બાદ સર્જાતી ભયાવહ સ્થિતિ કેવી હોય છે એ આપણે જાણીએ છીએ. લાખોનાં ઘર ઉજડી જાય છે. કોઈનો ભરથાર, કોઈનો લાડકવાયો, કોઈનો ભાઈ, કોઈનો પિતા... અગણિત ઘરો વેરાન થઇ જાય છે પ્રભુ. લંકા સોનાની હતી તોય ઉજડી ગઈ હતી. સમરાંગણમાં આ સ્થાનેથી, ધર્મની ભગવી ધ્વજા પર બેસીને કહેવું ઉચિત નથી, છતાં કહેવાની હિંમત કરું છું, યુદ્ધ રોકી શકાય પ્રભો? કીડીને કણ, હાથીને મણ આપવા વાળો સ્વયંમ યુદ્ધ કરવા લલકારી રહ્યો છે. મારો રામ હોત તો આ યુદ્ધ ટાળ્યું હોત. યુગ પરિવર્તન બાદ રામત્વ કાં ઓસરી ગયું? હે શ્રી કૃષ્ણ, રાજનેતા બનવાની લ્હાયમાં મારા રામૈયાને વિસરી ગયા છો. કહો મને, કોને કોને હણવા છે. અબઘડી સંહાર કરી નાખું. એક બે બદામના દુષ્ટ દુર્યોધનના અહંકારને માટે આટલો દાખડો? આખું ભારતવર્ષ નંખાઈ જશે. હજી સમય છે કૃષ્ણ, કરી નાખો દુષ્ટ દુર્યોધનનો વધ. એનાં નવાણું ભાઇઓ માની જશે સુલેહ માટે. ઉપાડો સુદર્શન, કે હું લઉં ગદા?'

શ્રી રામ શૂન્યમાં તાકી રહ્યા. જાણે કે લંકાનું સમરાંગણ જોઈ રહ્યા હતા.

હનુમાનજી ઉવાચ.-

રાવણ વધ જરૂરી હતો. અહંકાર વધ જરૂરી હતો. પણ ક્યાં રાવણ અને ક્યાં દુર્યોધન ? કૌરવ જ્યેષ્ઠને અન્ય કોઈ રીતે પણ સમજાવી શક્યા હોત.એકના મદને નષ્ટ કરવા આવડું મોટું મહા ધમાસાણ યુદ્ધ શા માટે પ્રભુ?'

કૃષ્ણ નિશબ્દ રીતે જોઈ રહ્યા.;એવું નહોતું કે જવાબ નહોતો. જવાબ તો હતો જ. પણ રોકડો જવાબ હતો. જ્યારે હનુમાનજી લાગણી ભીના જવાબની ઉઘરાણી કરી રહ્યા હતા.

હનુમાનજી કહી રહ્યા હતા.:

પ્રભુ, લંકામાં યોદ્ધા બન્યા ત્યારે કારણ પણ હતું. પોતાની સ્ત્રીનાં અપમાનનો બદલો લેવો હતો.bજ્યારે અહીં તો પ્રત્યક્ષ રૂપે આપ ક્યાંય નથી. સ્ત્રી અપમાનની વાત કરો તોય એ તમારી સ્ત્રી તો નહીં જને પ્રભુ. અને કદાચ એટલે જ 'સારથિ' બન્યા છો. હથિયાર ન ઉપાડવાની નેમ પણ લીધી છે. અમુક મૂર્ખાઓને બાદ કરતાં મોટા ભાગના લોકો પરિણામ જાણે જ છે. ભીષ્મથી માંડીને દ્રોણ... જાણે જ છે આ યુદ્ધનું અંતિમ પરિણામ. છતાં અસત્યની સાથે કર્તવ્ય કર્મને આધિન થઈને ઉભા છે.'

હનુમાનજી મહારાજ અને શ્રી કૃષ્ણનો મૌન સંવાદ પ્રકૃતિ પણ માણી રહી હતી...

(ક્રમશઃ)

**પ્રેરણાદાયી**
સંકલ્પ...



## આદર્શ દંપતીની **પ્રેરણાદાયી અપીલ**

જીવન પછી પણ જીવન માટે, સમાજ માટે માર્ગદર્શક બની રહે તેવા એક શ્રેષ્ઠ દંપતીનું ઉદાહરણ પુરૂં પાડતા **રાષ્ટ્રપતિ ચંદ્રક વિજેતા શિક્ષક**

# **શ્રી બલદેવપરિ** અને **શ્રીમતી ભાવનાબેન પરિ**

એક **અનોખો સંકલ્પ** જાહેર કરી રહ્યા છે.

**જુનાગઢ જિલ્લાના કાથરોટા માધ્યમિક શાળાના ગણિતના શ્રેષ્ઠ શિક્ષક તરીકે અને સમગ્ર રાષ્ટ્રમાં પોતાના આગવા અભિગમ માટે ઓળખાતા શ્રી બલદેવપરિ અને તેમના જીવનસાથી શ્રીમતી ભાવનાબેન પરિ - જેઓ છેલ્લા 25 વર્ષથી સરકારી આયુર્વેદ હોસ્પિટલ, જુનાગઢમાં સ્ટાફ નર્સ તરીકે ફરજ નિભાવી રહ્યા છે.**

આજ ભાવના બેનના 58માં જન્મદિવસે તારીખે, 1 જૂન 2025 ના રોજ અને આગામી 30 જૂન 2025ના રોજ સેવા નિવૃતિના અવસરે, એક મહત્ત્વપૂર્ણ માનવ સેવા સંકલ્પ જાહેર કરી રહ્યા છે.

તેઓ બંને પતિ-પત્ની સંતોષકારક વ્યક્તિત્વ અને વ્યવસાયિક જીવન જીવી હવે દેહદાની શ્રેષ્ઠ ભાવનાથી ચિકિત્સા ક્ષેત્ર અને માનવતાની સેવા માટે પોતાનું શરીર સ્વૈચ્છિક રીતે દાનમાં આપવાનો નિર્ણય જાહેર કરે છે. શ્રીમતી ભાવનાબેન અને શ્રી બલદેવપરિના જણાવ્યા મુજબ - બાળપણથી યુવાની અને જીવનના વિવિધ તબક્કાઓમાંથી પસાર થયા પછી, હવે શરીર યાત્રાના અંતે પણ તેનાથી વધુમાં વધુ ઉપયોગી કાર્ય થવું જોઈએ, તેવો ભાવ છે.

તેમના સંતાનો - દિકરી હરસિધ્ધિ અને પુત્ર જનાર્દનની સંમતિથી, તેમને ગુજરાત સરકારની સિવિલ હોસ્પિટલ, જુનાગઢને દેહદાન કરવાનો પવિત્ર સંકલ્પ કર્યો છે, જેથી ભવિષ્યના વિદ્યાર્થીઓ માનવ શરીરના અભ્યાસમાં તેને ઉપયોગી બનાવી શકે.

આ અંતર્ગત, આંખોના દાનથી પણ બે લોકોને દ્રષ્ટિ મળી શકે છે - જે વ્યક્તિગત સ્તરે તો અમૂલ્ય ભેટ સમાન છે.

શ્રીમતી ભાવનાબેન પરિ તેમના પતિ શ્રી બલદેવપરિ પ્રત્યે હૃદયથી કૃતજ્ઞતા વ્યક્ત કરે છે - જેમણે શૈક્ષણિક ક્ષેત્રે શ્રેષ્ઠતા પ્રાપ્ત કરતાં, ડિજિટલ માધ્યમના ઉપયોગથી "ટોટલ ફ્રી એજ્યુકેશન"ના પવિત્ર હેતુ માટે પણ નોંધપાત્ર યોગદાન આપ્યું છે. અત્યાર સુધીમાં લગભગ સાડા 3.5 કરોડ વિદ્યાર્થીઓ આ અભિયાનથી લાભાન્વિત થયા છે. વિદ્યાર્થીઓ માટે www.baldevpari.com વેબસાઈટ અને "MATHS PARI" મોબાઈલ એપ્લિકેશન દ્વારા ધોરણ 1 થી 12 સુધીના તમામ વિષયોના અભ્યાસ સામગ્રી ઉપલબ્ધ છે.

આ ઉપરાંત, જીવન મૂલ્યો અને ભાવનાત્મક બળ આપતા હેતુથી શ્રીમતી ભાવનાબેન દ્વારા રચિત "પ્રેરણા પુષ્પ" નામથી વિડિઓ youtube પર મૂકેલ છે જેની સંખ્યા 108 છે આ ઉપરાંત પ્રેરણાદાયી વાર્તાઓ પણ વેબસાઈટ પર ઉપલબ્ધ છે, જે અનેક વિદ્યાર્થીઓ અને પેરેન્ટ્સ માટે માર્ગદર્શક બની શકે છે.

અંતમાં, આ પવિત્ર યાત્રામાં અમારા ઉદ્દેશ અને ઉમંગને સમર્થન આપનાર તમામ મિત્રગણ અને સંસ્થાઓનો દિલથી આભાર માનીએ છીએ.

**આ સંદેશમાંથી નિષ્કર્ષ લઇ શકાય કે જીવન જીવવું પણ એક કલાનું રૂપ છે, અને દાન – એ જીવનની સર્વોચ્ચ સંસ્કૃતિ છે.**

## ''દેહદાન''

### એક મહત્વપૂર્ણ નિર્ણય, એક જીવને નવું જીવન...

ચાલીસ પછી?



# ચાલીસ પછી તું ચાલીશ નહીં તો તું આ દુનિયામાં ક્યાંય નહીં ચાલે !!!



ચેતના ગોસ્વામી ઉર્ફે ઊર્જા
સુરત

હું ચાલીસ વરસની થઇ ત્યારે કાન પાસે થોડી થોડી જગ્યા એ સરસ મજાની સફેદી ડોકિયા કરતી દેખાવા લાગી, અરીસાની સામે ઉભી રહીને વાળ ઓળતી વખતે લાગ્યા કરે શુ આ ઘરડા હોવાની નિશાની આટલી જલ્દી આવી ગઈ? થોડી નજર કરૂ ત્યારે આંખની નીચેના પરિશ્રમ અને ચિંતાગ્રસ્તને કારણે કાળા કુંડાળા નિશાની દેખાવા લાગી, શરીર પણ બેડોળ થવા લાગ્યું, દરરોજ સ્કૂલેથી આવતાની સાથે થાકનો અનુભવ થવા લાગ્યો, વધુ મેકઅપ પણ ચહેરા પરની કરચલીઓને લઈને અશોભનીય લાગવા માંડ્યું, બ્લાઉઝ કે ડ્રેસના ફીટીંગ પણ બદલાઈ ગયું.

૪૦ની ઉંમર થાય, એટલે આધેડનું સિમ્બોલ લાગી જાય છે. ભલે તમે ૪૨ વર્ષની ઉંમરે યંગ દેખાતા હોય પણ કોઈક તમને આંટી કહે તો તમને ન ગમે, અને સ્કૂલમાં અથવા આસ પડોશમાં કોઈ એમ પૂછે કેટલા વર્ષના થયા, તો એમ કહી એ 46 વર્ષ સામેવાળી વ્યક્તિ એમ કહે છે શું વાત કરો છો? તમે તો હજુ પણ 32 વર્ષના હોય તેવા જ દેખાવ છો. ત્યારે એ શબ્દ એટલો મધ કરતાં મીઠો લાગે છે. કોઈની સાથે વાત



કરતા કરતા પણ ઘણીવાર એ શબ્દનો ઉલ્લેખ થાય, હવે શું ચાલીસ થયા એટલે અડધા ઘરડા થઇ ગયા, પણ આપણે મનથી ક્યારેય ઘરડા થતા નથી. એ નથી સમજતા કે ચાલીસ પછીના જે વર્ષો આવશે એટલે કે વૃધ્ધા અવસ્થા સામે યુધ્ધ કરવાની આપની તૈયારી હોવી જોઈએ, એના માટે નિયમિત કસરત કરવાની અને સ્વાસ્થ્યવર્ધક જમવાનું આહારમાં ચોક્કસાઈ રાખવી, થોડુંક થાય એટલે ડોક્ટર પાસે જવું, સમયસર કાળજી રાખવી, દવા લઈ બસ આ જ કહેવાય છે, કે જો તું ચાલીસ પછી ચાલીશ નહીં તો તું કયાંય નહીં ચાલે !!! આ વાક્યની ખરાઇ કરાય છે.

પુરુષમાં ઘણી વખત એવું પણ જોવા મળે છે. અભી તો મૈં જવાન હૂં પણ સ્ત્રીઓમાં સ્વીકાર ભાવ તરત હોય છે. સ્ત્રીઓમાં ઘણી સ્ત્રીઓને જોઈએ છે. સફેદી છુંપાવવા માટે ડાઇ કરતા થઈ જાય છે. અને બ્યુટી પાર્લરમાં જવાનું પ્રમાણ વધવા લાગે છે. સુંદર હોઉં અને સુંદર દેખાવું દરેક વ્યક્તિને ગમતું હોય છે. 40 પહોંચેલ વ્યક્તિ પાસે ખૂબ જ અનુભવોનો ખજાનો હોય છે.

સુખી લગ્નજીવનની નિશાની 40 વર્ષ પછી, દરેક વ્યક્તિની નકર જિંદગીનું સત્યનું નજરાણું છે. 40 વર્ષની ઉંમરે આધેડ તો બનાવે છે. પણ સાથે સાથે ઘણી બધી મેચ્યોરિટીનું પણ પ્રમાણપત્ર આપી દે છે. 40 એવા પડાવની નિશાની છે. જે ભૂલો તમે કરી હોય તેને ફરી પાછી જિંદગીમાં દોહરાવતા નથી, જે જુવાની હોય છે તે ને હજુ પણ ૪૦ થયા પછી પણ એ જ બતાવતા રહીએ છીએ, અમે તો હજુ પણ ૩૦ વર્ષના છીએ અમે તો હજુ પણ વીસ વરસના હોય કે ૩૨ વર્ષના હોય મનમાં સતત એ ચિંતા હોય કે લોકો આપણા વિશે શું બોલશે? સબસે બડી ચુપ લોગ હમારે લિયે ક્યા કહેંગે હમ યે સોચતે રહેંગે તો અપને બારેમે કબ સોચેંગે, પર અપને અંદર કબ જાકર દેખેંગે.

પણ ૪૦ સુધી આમ જ વિચારીને જીવી શું તો સાહેબ છેલ્લા શ્વાસ બાકી હોય ત્યારે ખરેખર ખબર પડે કે લોકો ખરેખર તમારા વિશે કંઈ પણ વિચારતા હોતા નથી, તમે પોતે જાતે જ લોકો પાસે એવો દેખાવ કરો છો, લોકો તો પોતાની દુનિયામાં જ મસ્ત છે. આપણે ખોટું ખોટું વિચારીને દુઃખી થઈ રહ્યાં છે. કોઈની પાસે વિચારવાનો સમય જ નથી, એવું તમારા વિશે ક્યારેય વિચારતા જ નથી, આવું વિચારવાને પણ ખોટી દ્રષ્ટિએ વિચારીને દુઃખી થતાં ગયા છે.

તો ચાલો આપણે 40 પછી ચાલવા માંડીએ, નહીં તો આપણી જિંદગીના પગથિયા ડામાડોળ થઇ જશે... નમસ્તે.

આધ્યાત્મિક
રહસ્ય...



વિનોદભાઈ માછી નિરંકારી
નવીવાડી, જી. પંચમહાલ

# શિવાલયમાં સ્થિત પ્રતિકોનું આધ્યાત્મિક રહસ્ય...

પ્રત્યેક શિવાલયમાં નંદી, કાચબો, ગણેશ, હનુમાન, જલધારા, નાગ.. જેવા રહસ્યમય પ્રતિક જોવા મળે છે. દેવી દેવતાઓની આકૃતિઓમાં તેમના આસન, વાહન, પ્રતિકમાં સુક્ષ્મભાવ તથા ગૂઢ જ્ઞાનગમ્ય સાંકેતિક સૂત્ર સમાયેલ હોય છે.

શિવાલયની ચર્ચા કરવામાં આવે તો પ્રત્યેક શિવ મંદિરમાં નંદીનાં પ્રથમ દર્શન થાય છે. નંદીએ મહાદેવનું વાહન છે તે સામાન્ય બળદ નથી. નંદીએ બ્રહ્મચર્યનું પ્રતિક છે. જેમ શિવનું વાહન નંદી છે તેમ અમારા આત્માનું વાહન શરીર (કાયા) છે એટલે શિવને આત્માનું અને નંદીને શરીરનું પ્રતિક સમજી શકાય. જેમ નંદીની દ્રષ્ટિ સદા શિવની તરફ જ હોય છે તેવી જ રીતે અમારૂ શરીર આત્માભિમુખ બને શરીરનું લક્ષ્ય આત્મા બને એવો સંકેત સમજવો જોઇએ.

શિવનો અર્થ છે કલ્યાણ. તમામનું કલ્યાણ થાય એવો ભાવ આત્મસાત કરવો, તમામનું મંગલ થાય તેવી કામના કરે તો જીવ શિવમય બની જાય. પોતાના આત્મામાં એવા શિવત્વને પ્રગટ કરવાની સાધનાને શિવપૂજા કે શિવદર્શન કહેવાય છે અને તેના

માટે સર્વ પ્રથમ આત્માના વાહન શરીરને ઉપયુક્ત બનાવવું પડશે. શરીર નંદીની જેમ આત્માભિમુખ બને, શિવભાવથી ઓતપ્રોત બને તેના માટે તપ અને બ્રહ્મચર્યની સાધના કરીએ. સ્થિર તથા દ્રઢ રહીએ એ જ મહત્વપૂર્ણ શીખ આપણને નંદીના માધ્યમથી આપવામાં આવી છે.

નંદિ પછી શિવ તરફ આગળ વધતાં કાચબો આવે છે. જેમ નંદીએ અમારા સ્થૂળ શરીરનો પ્રેરક માર્ગદર્શક છે તેમ કાચબો એ અમારા સુક્ષ્મ શરીરનું એટલે કે મનનું માર્ગદર્શન કરે છે. અમારૂ મન કાચબા જેવું કવચધારી, સુદ્રઢ બનવું જોઇએ. જેમ કાચબો શિવની તરફ ગતિશીલ છે તેવી જ રીતે અમારૂ મન પણ શિવમય બને, કલ્યાણનું ચિન્તન કરે, આત્માના શ્રેય હેતું પ્રયત્નશીલ રહે તથા સંયમી અને સ્થિતપ્રજ્ઞ રહે એટલે કે મનની ગતિ, વિચારોનો પ્રવાહ, ઇન્દ્રિયોનાં કામો શિવભાવયુક્ત આત્માના કલ્યાણ માટે જ થાય આ વાત સમજાવવા માટે કાચબાને શિવની તરફ ગતિ કરતો બતાવ્યો છે. કાચબો ક્યારેય નંદીની તરફ જતો નથી પરંતુ શિવ તરફ જ જાય છે. અમારૂ મન પણ દેહાભિમુખ નહી પરંતુ આત્માભિમુખ બનેલું રહે, ભૌતિક નહી પરંતુ આધ્યાત્મિક જ બનેલું રહે, શિવત્વનું જ ચિન્તન કરે તે જોવું જોઇએ.

નંદી અને કાચબો બંન્ને જ્યારે શિવની તરફ આગળ વધી રહ્યા છે ત્યારે બંન્નેમાં શિવરૂપ આત્માને પામવાની યોગ્યતા છે કે નહી..? તેની કસોટી કરવા માટે શિવ મંદિરમાં મુખ્ય દ્વારા ઉપર બે દ્વારપાળ ઉભા છેઃ ગણેશ અને હનુમાન. ગણેશ અને હનુમાનના દિવ્ય આદર્શ જો આપણા જીવનમાં આવી જાય તો શિવનો એટલે કે કલ્યાણમય આત્માનો સાક્ષાત્કાર થઇ શકે છે.

ગણેશનો આદર્શ છે બુધ્ધિ અને સમૃધ્ધિનો સદઉપયોગ કરવો એ જ એમનો સિધ્ધાંત છે તેના માટેના આવશ્યક ગુણ ગણેશના હાથોમાં સ્થિત પ્રતિકો દ્વારા બતાવવામાં આવ્યા છે જેમકે અંકુશ-સંયમ-આત્મ નિયંત્રણનું, કમળ એ પવિત્રતા, નિર્લેપતાનું, પુસ્તક એ ઉચ્ચ ઉદાર વિચારધારાનું તથા મોદક (લાડું) એ મધુર સ્વભાવનું પ્રતિક છે. શિવ મૂષક જેવા તુચ્છને પણ અપનાવે છે. આવા ગુણ આવવાથી જ આત્મદર્શન-શિવદર્શનની પાત્રતા પ્રમાણિત થાય છે.

હનુમાનજીનો આદર્શ છે વિશ્વના હિત માટે તત્પરતાયુક્ત સેવા અને સંયમ. બ્રહ્મચર્યમય જીવન જ તેમનો મૂળ સિધ્ધાંત છે અને આ કારણે જ હનુમાનજી હંમેશાં શ્રી રામજીના કાર્યોમાં સહયોગી રહ્યા છે. અર્જુનના રથ ઉપર વિરાજીત રહ્યા છે અને આવી તત્પરતા દાખવવાથી જ વિશ્વ કલ્યાણમય શિવત્વ કે આત્મદર્શનની પાત્રતા પ્રાપ્ત થાય છે. ગણેશ હનુમાનજીની પરીક્ષામાં પાસ થયા પછી સાધકને શિવરૂપ આત્માની પ્રાપ્તિ થાય છે પરંતુ આટલો મહાન વિજય જેને પ્રાપ્ત થાય છે તેનામાં અહંકાર આવવાની સંભાવના રહે છે કે હું મોટો છું, શ્રેષ્ઠ છું આવો અહંકાર ડગલેને પગલે આત્મા-પરમાત્માના મિલનમાં બાધક બની જાય છે. આ વાતની યાદ અપાવવા માટે શિવાલયના મંદિરનું પ્રવેશદ્વારનું

પગથિયું ઉંચુ રાખવામાં આવે છે અને પ્રવેશદ્વાર પણ નાનું રાખવામાં આવે છે એટલે પ્રવેશદ્વારને પસાર કરીને નિજ મંદિરમાંના ઉંચા સોપાન પર પગ મુકવાના સમયે તથા અંતિમ શિવદ્વારમાં પ્રવેશ કરતી વખતે અત્યંત વિનમ્રતા અને સાવધાની રાખવી પડતી હોય છે. મસ્તક પણ નમાવવું પડે છે. સાધકનો અહંકારરૂપી અંધકાર જ્યારે દૂર થાય છે ત્યારે અંદર બહાર સર્વત્ર શિવત્વ (પરમાત્મા)ના દર્શન થવા લાગે છે, તમામ મંગલમય લાગવા માંડે છે પછી થયેલ આત્મજ્ઞાનના જેવું પવિત્ર અને પ્રકાશમય બીજું શું હોઇ શકે..? શિવાલયની અંદર જ્યારે પ્રવેશ કરવામાં આવે છે ત્યારે કર્મમય સ્થૂળ જગત તથા વિચારમય સૂક્ષ્મ જગત બહાર જ છુટી જાય છે ત્યાર પછી પોતાનામાં કારણ જગતની આત્મ સ્વરૂપની પ્રતિતિ થાય છે તે અવર્ણનીય છે. શિવત્વભાવમાં ઓતપ્રોત કરી દેનારી હોય છે.

શિવાલયના નિજ મંદિરમાં જે શિવલિંગ હોય છે તેને આત્મલિંગ કે બ્રહ્મલિંગ કહે છે. અહી વિશ્વકલ્યાણ નિમગ્ન બ્રહ્માકાર વિશ્વાકાર પરમ આત્મા જ સ્થિત હોય છે. હિમાલય જેવું શાંત.. મહાન.. સ્મશાન જેવું સુમસામ શિવરૂપ આત્મા જ ભયંકર શત્રુઓની વચ્ચે રહી શકે છે અને તે જ કાલાતીત મહાકાલ કહેવાય છે અને તે જ સંતોષી તપસ્વી અપરિગ્રહી જીવન સાધનાનાં પ્રતિક છે. ભસ્મ ચિત્તાભસ્મલેપ, આત્માનંદ નિજાનંદની આનંદાનુભૂતિનું પ્રતિક છે. કાળો નાગ-કાલાતિત ચિર સમાધિભાવનું પ્રતિક છે.

ત્રિદલ બિલિપત્ર ત્રણ નેત્ર ત્રિપુંડ ત્રિશૂલ.. વગેરે સત્વગુણ, રજોગુણ અને તમોગુણ આ ત્રણને સમ કરવાનો સંકેત આપે છે. ત્રિકાય ત્રિલોક ત્રિગુણથી પર થવાનો નિર્દેશ કરે છે. આંતરિક ભાવાવેશોને શાંત કરવા માટે સાધક ભ્રુકુટીમાં ધ્યાન કેન્દ્રિત કરે છે. આ સ્થાનમાં ત્રિકુટી સહસ્ત્રચક્ર સહસ્ત્રદળ કમળ અમૃતકુંભ બ્રહ્મ કલશ આજ્ઞા ચક્ર શિવ પાર્વતી યોગ જેવા વર્ણનો દ્વારા સિધ્ધ સામર્થ્યની પ્રાપ્તિની ક્ષમતા હોવાની ચર્ચા યોગશાસ્ત્રોમાં કહેવામાં આવી છે. વિવેક બુધ્ધિરૂપી ત્રીજું નેત્ર ભવિષ્ય દર્શન અતિન્દ્રિય શક્તિ તથા કામદહન જેવી ક્ષમતાઓનું કેન્દ્ર માનવામાં આવે છે. શિવનું રૂદ્રરૂપ એ અંદરના આવેશો-આવેગો જ છે તેને શમ કરવું એ જ ભગવાન શંકરનું કામ છે. ત્રિદેવ એટલે બ્રહ્મા વિષ્ણું મહેશને પણ આ તમામ ત્રિપરીણામ ત્રયીયુક્ત પ્રતિકોથી બતાવ્યા છે અ-ઉ-મ આ ત્રણ અક્ષરોથી સમન્વિત એકાક્ષર ૐ માં પણ આ ભાવ સમાયોજિત છે.

વિશ્વના હિતના માટે હળાહળ ઝેરને પી લેવું તથા વિશ્વના તમામ કોલાહલથી પર રહીને મૃદંગ શંખ ઘંટ ડમરૂના નિનાદમાં મગ્ન રહેવું એટલે કે આત્મસ્થ રહેવું. બ્રહ્મમાં રત રહેવું એ જ વિશ્વ સંદેશ તેમના નાના પ્રતિકોના માધ્યમથી બતાવવામાં આવ્યા છે. શિવ પર અવિરત ટપકનારી જલધારા જટામાં સ્થિત ગંગાનું પ્રતિક છે તે જ્ઞાન ગંગા છે. સ્વર્ગની ઋતુમ્ભરા પ્રજ્ઞા દિવ્ય બુધ્ધિ ગાયત્રી અથવા ત્રિકાળ સંધ્યા જેની બ્રહ્મા વિષ્ણું મહેશ ઉપાસના કરે છે.

શિવલિંગ જો શિવમય આત્મા છે તો

તેમની છાયાની જેમ અવસ્થિત માતા પાર્વતિ એ આત્માની શક્તિ છે. આમાં સંકેત એ છે કે એવા કલ્યાણમય.. શિવમય આત્માની આત્મશક્તિ પણ છાયાની જેમ શિવનું અનુસરણ કરે છે. પ્રેરણા સહયોગિની છે.

શિવાલયની જલધારા ઉત્તર દિશા તરફ વહે છે. ઉત્તરમાં સ્થિત ધ્રુવનો તારો ઉચ્ચ સ્થિર લક્ષ્યનું પ્રતિક છે. શિવમય કલ્યાણકામી આત્માનો જ્ઞાનપ્રવાહ.. ચિન્તન પ્રવાહ હંમેશાં ઉચ્ચ સ્થિર લક્ષ્યની તરફ જ ગતિ કરે છે તેનું લક્ષ્ય ધ્રૂવની જેમ અવિચલ રહે છે. કેટલાક પુરાતન શિવ મંદિરોમાં ઉત્તર દિશામાંની દિવાલમાં ગંગાજીની પ્રતિમા જોવા મળે છે તેને સ્વર્ગીય દિવ્ય બુધ્ધિ, ઋતુમ્ભરા પ્રજ્ઞા કે ગાયત્રી જ સમજવાં જોઇએ. જે બ્રહ્માંડમાંની અવિરત ચેતના છે. શિવ ઉપર અવિરત ટપકતી જલધારાની જેમ સાધક પર પણ બ્રહ્માંડીય ચેતનાની અમૃતધારા.. પ્રભુકૃપા અવિરત વરસતી રહે છે એવો વિશ્વાસ કરવો જોઇએ.

આમ શિવાલય સ્થિત આ પ્રતિકો-ચિન્હોના આધ્યાત્મિક રહસ્યનું ચિન્તન કરીને ભાવનાથી ઓતપ્રોત બનેલ વ્યક્તિને શિવમય બનાવી શકાય તો તેમાં અમારાં દર્શન પૂજન ઉપાસના વગેરેની યથાર્થ સાર્થકતા છે.

**દશનામ**
**ક્વિઝ-૧૦**



# દશનામીઓ માટે જરૂરી દશ જાણકારી...

* ગુજરાતમાં કયુ જયોતિર્લિંગ આવેલ છે?
  (એ) શ્રી ઘુશ્મેશ્વર
  (બી) શ્રી નાગેશ્વર
  (સી) શ્રી વિશ્વેશ્વર
* કાશીમાં કયુ જયોતિર્લિંગ આવેલ છે?
  (એ) શ્રી નાગેશ્વર
  (બી) શ્રી કેદારનાથ
  (સી) શ્રી વિશ્વેશ્વર
* શ્રી ત્ર્યંબકેશ્વર જયોતિર્લિંગ કયાં આવેલ છે?
  (એ) મધ્ય પ્રદેશમાં
  (બી) મહારાષ્ટ્રમાં
  (સી) ગુજરાત
* દશનામ ગોસ્વામીની કુલ મઢી કેટલી છે?
  (એ) ૨૭ (બી) ૫૨ (સી) ૧૬
* ઉત્તર પ્રદેશમાં કયુ જયોતિર્લિંગ આવેલ છે?
  (એ) શ્રી સોમનાથ
  (બી) શ્રી કેદારનાથ
  (સી) શ્રી ઘુશ્મેશ્વર
* હિમાલયમાં કયુ જયોતિર્લિંગ આવેલ છે?
  (એ) શૈલ પર્વત પર
  (બી) માંધાતા પર્વત પર
  (સી) શ્રી કેદારનાથ
* શ્રી ઘુશ્મેશ્વર જયોતિર્લિંગ કયાં આવેલ છે?
  (એ) મહારાષ્ટ્રમાં
  (બી) ઉત્તરાંચલ
  (સી) કર્ણાટક
* શ્રી મહાકાલેશ્વર જયોતિર્લિંગ કયાં આવેલ છે?
  (એ) મહારાષ્ટ્ર
  (બી) મધ્યપ્રદેશ
  (સી) રાજસ્થાન
* દશનામ ગોસ્વામીના અખાડા કેટલા છે?
  (એ) ૮ (બી) ૭ (સી) ૫૨
* દશનામ ગોસ્વામીના પ્રકાશ ભાલાઓ કેટલા છે?
  (એ) ૪ (બી) ૨ (સી) ૩

**સ્વાસ્થ્ય**
જાળવણી



# હૃદયની સંભાળ કેવી રીતે રાખવી?



ડૉ. નંદિની એસ. ગોસાઈ
જામનગર

**આપણા આહારમાં ઘણી બધી શાકભાજી હોય છે, જેનું રોજ સેવન કરવાથી હૃદયના તમામ રોગોથી બચી શકાય છે.**

* **ડુંગળી :** તેનો ઉપયોગ સલાડ તરીકે કરી શકાય છે. તેના ઉપયોગથી લોહીનો પ્રવાહ બરાબર રહે છે. જે લોકોનું હૃદય નબળું હોય અને તેઓ ગભરાઈ જાય અથવા તેમના ધબકારા વધી જાય તેમના માટે ડુંગળી ખૂબ જ ફાયદાકારક છે.
* **ટામેટા :** તેમાં વિટામિન સી, બીટા-કેરોટીન, લાઇકોપીન, વિટામિન એ અને પોટેશિયમ ભરપૂર માત્રામાં હોય છે, જે હૃદય રોગનું જોખમ ઘટાડે છે.
* **દૂધી :** તેને ધીયા પણ કહેવામાં આવે છે. તેના ઉપયોગથી કોલેસ્ટ્રોલનું સ્તર સામાન્ય થવા લાગે છે. તાજા દૂધીનો રસ કાઢીને તેમાં 4 ફુદીનાના પાન અને 2 તુલસીના પાન ઉમેરીને દિવસમાં બે વાર પીવો.
* **લસણ :** તેનો ઉપયોગ ખોરાકમાં કરો. સવારે ખાલી પેટે બે કળીઓ પાણી સાથે ગળી જવાથી પણ ફાયદો થાય છે.
* **ગાજર :** વધેલા હૃદયના ધબકારા ઘટાડવામાં ગાજર ખૂબ જ ફાયદાકારક છે. ગાજરનો રસ પીવો, શાકભાજી ખાઓ અને સલાડ તરીકે ઉપયોગ કરો.

**બોધ**
કથા





મંથનપુરી એલ. ગોસ્વામી
સુરત

# નાના માણસોની મોટી ભેટ

એક અત્યંત પૈસાદાર પરિવારના એકના એક દિકરાના લગ્ન હતા. એકમાત્ર સંતાન હોવાથી દિકરાના માતા-પિતાએ ધામધૂમથી લગ્ન ઉજવવાનું નક્કી કરેલુ. લગ્નમાં સામેલ થનાર તમામ લોકોને કંઇક ભેટ આપવી એવુ નક્કી થયુ.

એક દિવસ પતિ-પત્નિ બંને સાથે બેસીને કોને કોને શું ભેટ આપવી? એની ચર્ચા કરી રહ્યા હતા. લાંબી

ચર્ચાના અંતે એવુ નક્કી થયુ કે લગ્નમાં આવનાર તમામ સ્ત્રીઓને એક સાડી અને તમામ પુરુષોને એક સુટ ભેટમાં આપવુ. મેનેજરને બોલાવીને આદેશ આપ્યો "લગ્નમાં આવનાર મહેમાન માટે 500 સાડી અને 500 સુટના કાપડનો ઓર્ડર આપી દો. મારા લાડકા દિકરાના લગ્ન છે એટલે સાડી અને સુટ મોંઘામાં મોંઘા હોય એવા લેવાના છે એમા જરા પણ કંજૂસાઇ ન કરતા."

મેનેજર જતા હતા એટલે શેઠાણીએ એને અટકાવીને કહ્યુ, "તમે થોડી સાડી અને સુટ સસ્તા હોય એવા પણ લેજો." શેઠે કહ્યુ, "કેમ એવુ?" શેઠાણીએ કહ્યુ, "ઘરના નોકરને જે ભેટ આપીશું એ બહુ મોંઘી આપવાની જરૂર નથી એમને તો સસ્તી આપીએ તો પણ ચાલે." સાંજે સાડી અને સુટના કાપડની ખરીદી કરવા માટે મેનેજર શહેરના એક અત્યંત આધુનિક શોરૂમ પર પહોંચ્યા. આ શોરૂમ શહેરનો સૌથી મોંઘો શોરૂમ હતો.

મેનેજર અંદર પ્રવેશ્યા કે એનું ધ્યાન 4-5 જાણીતા ચહેરા પર પડ્યુ. આ બધા લોકો ઘરના નોકર હતા. મેનેજરને આશ્ચર્ય થયુ કે નોકરો અહીંયા શું લેવા આવ્યા હશે? એ તો એકબાજુ ઉભા ઉભા જોવા લાગ્યા. નોકરો સેલ્સમેનને કહી રહ્યા હતા, "ભાઇ, અમારા શેઠના એકના એક દિકરાના લગ્ન છે. લગ્નપ્રસંગે અમારે એમને ભેટ આપવી છે. અમને આવા સામાન્ય કપડા ન બતાવો. તમારા શોરૂમમાં જે મોંઘામાં મોંઘા કપડા હોય એ બતાવો અમે બધાએ સાથે મળીને અમારા નાના શેઠને ભેટ આપવા માટે અમારા પગારમાંથી ઘણી બચત કરી છે એટલે તમે ચિંતા ન કરતા." નોકરોની વાતો સાંભળીને મેનેજરની આંખ ભીની થઇ ગઇ.

**બોધ પાઠ:**

**મિત્રો, આપણે માણસોના હૃદય જોઇને નહી પરંતુ એના હોદા જોઇને ભેટ આપીએ છીએ. જો આપણને મોટા હોદા પર બેઠેલા માણસોને નાની ભેટ આપવાથી શરમ આવતી હોય તો પછી મોટા હૃદયના માણસોને નાની ભેટ આપતા શરમ કેમ નથી આવતી?**

# હાસ્ય

કણિકાઓ

દર્શનપુરી ડી. ગોસ્વામી
સુરત



- ભૂરો: ભલે કોરોના આવ્યો...
  પણ, ફરી લોકડાઉન થાય તો...
  ટીવી વાળા ને ખાસ સૂચના આપજો કે... બજારમાં પોલીસ દંડા મારતી હોય કે ઊઠબેસ કરાવતી હોય એવા સીન ના બતાડે...
  સમાચારમાં આવા સીન જોઈને...
  ઘરવાળી કઇ ને કઇ લેવાનું બહાનું કરી ને અમને બજારે મોકલે છે...

• • •

- કઇ રીતે એ ખબર નથી પણ કોઈક રીતે ઘૂઘો રેલ્વે ભરતી બોર્ડની પરિક્ષામાં પાસ થઈને 'લોકો પાયલટ' બની ગયો. ઘૂઘો હવે ટ્રેન ચલાવવાનો હતો. પહેલા જ દિવસે ટ્રેન અધધ....આઠ કલાક મોડી પડી. એ અઢી કિલો બુદ્ધિનો આદમી દરેક ફાટકે ટ્રેન ઊભી રાખીને પૂછતો હતો કે, વેરાવળ જવાના પાટા આ જ છે કે???

• • •

- અત્યાર ના છોકરા ભણી ભણી ને કંટાળે એટલે સોશિયલ મીડિયા પર ટાઈમ પાસ કરી લે.....
  ને એક અમે હતા...
  ચોપડિયુના પૂઠાં ઉપરની હીરોઈનના ફોટા ઉપર મૂછો દોરી ટાઈમ પાસ કરતા...

• • •

- વેડિયાવદર ગામની ડોશીઓ દરરોજ દિ' ઉગે ને એકબીજાની ખોદણી કરવા બેસી જતી તે સાંજ પડે ત્યાં સુધીમાં એકાદું ઘર ભાંગીને જ રહેતી. આ તેનો રોજનો ક્રમ હતો. દરરોજ એક વિકેટ પાડી દેતી. ડોશાઓ કંટાળ્યા. કોઈએ સૂઝાડ્યું, કે ડોશીઓને અક્ષરજ્ઞાન અપાવો. જેવુંતેવું ભણશે એટલે ન કરવાના પેંતરા બંધ કરશે.
  એક મેડમ ભણાવવા આવ્યાં. ABCD શીખવાડવા માંડ્યાં. હવે A ફોર 'એપલ' અને B ફોર 'બોલ'માં દાદીઓને ખબર પડી નહી એટલે મેડમે દેશી નુસ્ખો અપનાવ્યો.
  "માજીઓ! સાંભળો : A ફોર અરજનભાઈની વહુ, B ફોર બચુભાઈની વહુ, O ફોર ઓઘડભાઈની વહુ...બરોબર?"
  "બરોબર!" બધી માજીઓએ ગોખી નાખ્યું.
  ટેસ્ટ લેવામાં આવી.
  આફડીદાદીને મેડમે પાટીમાં 'Q' લખીને દેખાડ્યો અને પૂછ્યું, "બોલો માજી! આનું શું થાય?"
  આફડીદાદીએ માથું ખંજવાળ્યું, "હાળું...છે તો આ મારા ઓઘડજેઠની બાઈ...પણ ભમરાળીએ મોંઢામાં બીડી શું કામ ઘૂસાડી છે?"

• • •

**હેલ્થ**
ટીપ્સ





ડૉ. સાગરગીરી આર. ગોસાઈ
જામનગર

# આ સંકેત જોવા મળે તો ચેતી જાજો... હાર્ટએટેક હોઈ શકે...

છાતીમાં દુઃખાવો થવો એ હાર્ટએટેકની ચેતવણી આપે છે. દુઃખાવો અચાનક આવી હાથ તથા ખભામાં ફેલાઈ જાય છે. આવું ધમનીઓ બ્લોક થવાને કારણે થતું હોય છે. તેનાથી બચવા માટે તમારે હાર્ટએટેકના લક્ષણો વિશે જાણકારી મેળવી લેવી જોઈએ.

આજકાલ નાની ઉંમરમાં હાર્ટએટેક આવવાની ઘટના સામાન્ય બની ગઈ છે. જો તમને લાગે છે કે તે અચાનક આવે છે તો તે માન્યતા ખોટી છે. શરીર દરરોજ તેના સંકેત આપે છે, પરંતુ દર્દી તેને નજરઅંદાજ કરતા હોય છે. હાર્ટએટેકના લક્ષણ ખૂબ સામાન્ય લાગી શકે છે, જેના કારણે તમે તેને ઈગ્નોર કરી દેતા હોવ છો.

**હાર્ટએટેકના સામાન્ય લક્ષણો :**

* હળવા કામ છતાં પણ શ્વાસ લેવામાં તકલીફ થવી.
* ઠંડા કે સામાન્ય તાપમાનમાં પણ પરસેવો થવો.

* પીઠ, જડબા અને ગરદનમાં જડતા.
* છાતીમાં જકડાઈ જવું અથવા પેટનું ફૂલવું.
* ૧૫ થી ૨૦ મિનિટ સુધી ખાંસી રહેવી.

**હૃદયને મજબૂત રાખવા માટે શું કરવું?**

૧. ઓલિવ તેલ, અખરોટ, શણના બીજમાંથી સ્વસ્થ ચરબી લો.

૨. આખા અનાજ, કઠોળ, શાકભાજી, બાજરી વગેરેમાંથી ફાઈબર વધારો.

૩. મીઠું અને પ્રોસેસ્ડ ખોરાક ઓછો કરો.

૪. ખાંડ અને શુદ્ધ ખાંડ ઓછી કરો.

૫. દરરોજ ૧ કપ અર્જુન છાલની ચા પીવો.

૬. દરરોજ ૭ થી ૧૦ હજાર પગલાં ચાલો.

૭. પૂરતી ઊંઘ અને તણાવ વ્યવસ્થાપન પર ધ્યાન આપો.

૮. ધૂમ્રપાન ન કરો અને દારૂ નું સેવન ન કરો.

૯. ઝડપી ચાલવું, સાઈકલીંગ, તરવું જેવી હૃદય માટેની કસરતો કરો.

૧૦. તણાવ નિયંત્રિત કરવા માટે યોગ અને શ્વાસ લેવાની કસરતો કરો.

**ચિત્ર**
સંદેશ

# જીવનમાં ફક્ત એક જ **આગળ** જવાનો વિકલ્પ હોય છે, કોઈ **પાછળ** જવાનો કે **થોભવાનો** નહીં.



IN **LIFE** THERE IS JUST A **PLAY** OPTION, NO **REWIND** OR **PAUSE**.

**ધન્યવાદ**

# આભાર

ૐ નમો નારાયણ,
અત્યંત આનંદની લાગણી સાથે આ **'દશનામ સરક્યુલર'** ઈ-મેગેઝીનનો **જુલાઈ–૨૦૨૫**નો **૩૬મો** અંક આપની સમક્ષ રજૂ કરીએ છીએ. આ સાથે આપણું "દશનામ સરક્યુલર" ઈ-મેગેઝીન સફળતાપૂર્વક ત્રણ વર્ષ પૂરા કરીને ચોથા વર્ષમાં પ્રવેશ કરવા જઈ રહ્યું છે. અમારા આ સેવાયજ્ઞમાં આપના સહકાર બદલ આપ સર્વે જ્ઞાતિબંધુઓ, વાચક મિત્રો, લેખક બંધુઓ સર્વેનો દિલથી આભાર વ્યકત કરૂં છું...

મને આશા છે કે આ અંક પણ આપને જરૂર ગમશે અને ઉપયોગી થશે.
અગર આપ એવું ઈચ્છતા હો કે આ અંક આપણા સમાજના દરેક પરિવાર, સભ્ય સુધી પહોંચે, તો આપ આપના સગા-સ્નેહીજનો-મિત્રોના ગ્રુપમાં પણ જરૂર શેર કરજો.

**'દશનામ સરક્યુલર'** ઈ-મેગેઝીનમાં સંકલિત કરેલી કેટલીક ઉપયોગી માહિતી સોશિયલ મિડીયાના માધ્યમથી આપણા સમાજની દરેક વ્યકિત, પરિવાર સુધી પહોંચે અને ઉપયોગી થાય એવો અમારો આ નમ્ર પ્રયાસ છે.

આ ઈ-મેગેઝિનનો અંક દર અંગ્રેજી મહિનાના પ્રથમ સપ્તાહમાં પ્રસિદ્ધ થાય છે.

'દશનામ સરક્યુલર' ઈ-મેગેઝીનને હજુ પણ શ્રેષ્ઠતમ બનાવવા આપના સૂચનો આવકાર્ય છે.

આ અંક માટે આપનો અભિપ્રાય અમને **વોટ્સએપ, ટેલિગ્રામ** અથવા **ઈ–મેલ** પર જરૂર મોકલશો, આપનો અભિપ્રાય અમારો ઉત્સાહ વધારશે.

'દશનામ સરક્યુલર' ઈ-મેગેઝીનના આગળના દરેક અંક આપ અમારી **વેબસાઈટ, ટેલિગ્રામ ચેનલ, વોટ્સએપ ગ્રુપ, ગુગલ ડ્રાઈવ** તેમજ **ઈન્ટરનેટ આરકાઈવ** પરથી દરેક અંક વિનામુલ્યે પ્રાપ્ત કરી શકો છો. જેની લિંક આ અંકમાં આપેલી છે.

**'દશનામ સરક્યુલર' ઈ–મેગેઝીનના અંકો સમાજના લાખો લોકો સુધી પહોંચે છે. દરેકના અભિપ્રાય, સૂચનો પણ મળે છે. આપનો ખૂબ ખૂબ ધન્યવાદ.**

આપના આશીર્વાદ અને સાથ સહકાર મળતા રહે એવી અપેક્ષા સહ...
**ૐ નમો નારાયણ...**

- તંત્રીશ્રી લલિતપુરી આર. ગોસ્વામી

VISIT US :
www.dashnamcircular.me



# દશનામ સરક્યુલર ઈ-મેગેઝિન

## માસિક
## ગુજરાતી ઈ-મેગેઝિન

### દર મહિને અંક પ્રાપ્ત કરવા માટે


www.dashnamcircular.me




વોટ્સએપ ગ્રુપ




ટેલિગ્રામ ચેનલ




ગુગલ ડ્રાઈવ




**INTERNET** Archive
ગુજરાતી **ઓડિયો** સાથે.


# શત્ શત્ નમન

અમારામાં સંસ્કારો અને આવડતોનું સિંચન કરનાર
અમારાં માતા-પિતાને...

कर्मण्येवाधिकारस्ते मा फलेषु कदाचन ।
मा कर्मफलहेतुर्भूर्मा ते संगोऽस्त्वकर्मणि ।।

**પૂ. પિતાશ્રી રામપુરી નારણપુરી ગોસ્વામી • પૂ. માતુશ્રી જમનાબેન રામપુરી ગોસ્વામી**



**પૂજ્ય શ્રી રામપુરી બાપુનો સમસ્ત પરિવાર**

રબારીકા - જામજોધપુર / સુરત.